। શ્રી ।

તત્સત પરમાત્મને નમઃ

"શ્રી દેશી નાટક સમાજ"

# દેશ—દીપક.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર

રચનાર.

કવિ જી. એ. વૈરાટી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઘીકાંટારોડ, ભારતભુવન થીએટર,—અમદાવાદ.

(સં. ૧૯૯૬) આવૃત્તિ ૬ ઠી પ્રત ૨૦૦૦ (સને ૧૯૪૦)

કીંમત ૪ આના

# સુચના

આ નાટકના સર્વ હક્ક શ્રી દેશી નાટક સમાજના માલેક હરગોવિંદદાસ જેઠાભાઈ શાહને સ્વાધીન છે માટે મજકુર નાટક અગર તેમાંનો કોઈપણ ભાગ અગર હાસ્ય વિભાગ અગર ગાયનો કોઈપણ નાટક કંપની અગર સીનેમા ફીલ્મ ટોકીઝ અગર ગ્રામોફોન રેકોર્ડિંગ કંપની અગર રેડીઓ કંપનીએ માલીકની લેખીત પરવાનગી સિવાય છાપવો છપાવવો ભજવવો ભજવાવવો ગાવો ગવરાવવો, અગર વેચવો, વેચાવવો નહિ તેમ કોઈપણ રીતે ઉપયોગ કરવો નહિ.

લી૦

**મર્હુમ હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ**

માલેક--શ્રી દેશી નાટક સમાજ

આ ચોપડી "જૈન એડવોકેટ પ્રી. પ્રેસ" માં શ્રી દેશી નાટક સમાજ માટે છાપી. ઠે૦ ઘીકાંટારોડ જેશીંગભાઈની વાડી,–અમદાવાદ.

। શ્રી ।

તત્સત પરમાત્મને નમઃ

# દેશ–દીપક.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર


રચનાર.

કવિ જી. એ. વૈરાટી.



સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઘીકાટારોડ, ભારતભૂવન થીએટર,—અમદાવાદ,

સંવત ૧૯૯૬) આવૃત્તિ ૬ મી પ્રત ૨૦૦૦ (સને ૧૯૪૦

કીંમત ૪ આના

શ્રી ૧૧.

# " દેશ દીપક. "

## પ્રયોગનું વસ્તુ વિવેચન અને નમ્ર નિવેદન.

વિક્રમ સંવત ૧૪૩૯માં પ્રાતઃ સ્મરણીય સ્વદેશાનુરાગી સમ્રાટ લાખારાણા મેવાડના સિંહાસને બીરાજ્યા. તેમને ભાગ્યશાળી ચંદ્રદેવ નામનો એક વીર પુંગવ પુત્ર પ્રગટ્યો અને ભારત પ્રસિદ્ધ ભગવાન રામ તથા ગંગાકુમાર ભીષ્મદેવની માફક પિતાના વાક્ય પાલન માટે ભવ્ય સામ્રાજ્યના સ્વાર્થને સામાન્ય વસ્તુની માફક વિસારી દઇ પિતૃભક્તિનું અને માતૃભક્તિનું જ્વલંત ઉદાહરણ આપતો આ લોક ને પરલોકનું કલ્યાણ સાધી અમર કીર્તિ કરી ગયો તે દેશ દીપક મહાવીર ચંદ્રદેવની મહાન કીર્તિગાથા એજ આજના પ્રયોગનું વસ્તુ છે.

લાખારાણાએ સિંહાસનરૂઢ થયા પછી પ્રખર પરાક્રમ વડે મેવાડથી વિદ્રોહી બનેલા મેરવાડા, વિરાટગઢ, વિદનોર. જાવડા વગેરે રાજ્યો જીતી લીધાં અને ખીલજી સમ્રાટ અલાઉદ્દીનના આક્રમણથી નષ્ટ થયેલી મેવાડને પુનર્જન્મ આપી વિપુલ સંપત્તિ ખરચી વીર-ભુમિ મેવાડ અમરાપુરી સમી સુંદર ને મનોહર બનાવી એટલુંજ નહી પણ 'વિદનોર' નામક સ્થાન પાસે દીલ્હીના લોદીવંશના બાદશાહને સજ્જડ હાર ખવરાવી રાણા વંશની કીર્તિધ્વજા સમગ્ર ભારત વર્ષમાં પ્રસરાવી. આ મહાપ્રતાપી લાખારાણાનો પાટવી પુત્ર ચંદ્રદેવ તેજ આજના પ્રયોગનો મહાનાયક. દેશદીપક ચંદ્રદેવના વંશજો ચંદાવત અટકથી ઓળખાય છે.

તેમનું મુખ્ય નિવાસ સ્થાન સાલુંમ્બ્રા છે, મેવાડ સામ્રાજ્યમાં સાલુમ્બ્રા સરદારોનું સ્થાન સર્વશ્રેષ્ઠ મનાય છે. દેશદીપક ચંદ્રદેવના વંશજો ચંદ્રાવત (સાલુંમ્બ્રા) વીરોએ મેવાડ રાષ્ટ્રના કલ્યાણ કાર્ય માટે અવિરલ આત્મભોગ આપી સંસાર પટપર સિસોદિયા રજપુતોની જ્વલંત કીર્તિ આજ પર્યંત ટકાવી રાખી છે. આજ પણ દેશદીપક ચંદ્રનો વીરવંશજ સલુંબરની સ્વતંત્ર ગાદીને શોભાવી રહ્યો છે.

લાખારાણાના અનેક સંતાનો પૈકી રામ અને લક્ષ્મણ સરખા યશસ્વી બે પુત્રો આ પ્રયોગના અધિષ્ઠાતા છે. કર્નલ ટોરકૃત રાજ સ્થાનના ગુજરાતી ગ્રંથ પહેલાના પૃષ્ટ ૬૬ થી ૮૦ સુધીમાં આ પ્રયોગને લગતી તમામ ઐતિહાસિક ઘટના વિસ્તારપુર્વક વર્ણવેલી છે. ગુજરાતી જાણનારો હરકોઈ ગુજરાતી બંધુ આ ઇતિહાસથી ભાગ્યેજ અજ્ઞાત હશે જેથી ઐતિહાસિક પરિચય આથી વિશેષ આપવાની અગત્ય નથી.

અનાદિકાળથી સ્ત્રીજાતિ રાજપુતોના હૃદયમાં આરાધ્ય દેવીની પેઠે પૂજનીય છે જો એ આરાધ્ય દેવીનું જાણે અજાણે યા મશ્કરીમાં પણ અપમાન થાય અગર એ દેવીના સન્માન કે શિષ્ટાચારમાં લેશ પણ ખામી આવી જાય તો તેજસ્વી રજપુતોની સમશેરો રૂધિરની સરિતાઓ વહાવ્યા વિના કદીપણ શાન્ત ન થાય એવીજ એક વિચિત્ર ઘટનાપર આ પ્રયોગનો જન્મ છે.

મારવાડમાં આવેલા મંડોરના રાઠોડ રાજા રણમલને અતુલ રૂપવતી કૃષ્ણા નામની એક પરમ સુંદર કુમારી હતી. સમગ્ર રાજ સ્થાનમાં એ રૂપસુંદરીનો સ્વામી થવાને એક પણ યોગ્યવ્યક્તિ રણ મલને સંપાદન ન થવાથી યુવરાજ ચંદની તેજસ્વીતા તરફ તેનુ ધ્યાન

એંચાયું અને કેઇપણ ભોગે કોઇપણ જહેમતે ચંદ્રદેવ સાથેજ તેણીનું વેવીશાળ નક્કી કરવાના હેતુથી રાજપુરોહિત સાથે લાખારાણા સમક્ષ લગ્નનું શ્રીફળ રણમલે મોકલાવ્યું. એક વિલક્ષણ પ્રભાતે મદોરનો પુરોહીત લગ્નના શ્રીફળ સાથે લાખારાણાની હજુરમાં રજુ થયો. યુવરાજ ચંદ્રને યોગ્ય ચંદ્રિકા સમાન કન્યા મળવાથી અને આ લગ્નથી મેવાડ જેવાં બે સમાન બળશાળી રાજ્યોનો સ્નેહસંબંધ તથા મૈત્રીભાવ અખંડ જળવાય એ પવિત્ર ભાવનાથી લાખારાજ યુવરાજ ચંદ્રદેવની સંમતિની શરતે આ લગ્ન મંજુર કરે છે પરંતુ શંકાશીલ સ્વભાવના અધીરા પુરોહીતની ઉતાવળ અને લાખારાણાએ તેને શાંત કરતાં ઉચ્ચારેલા સહજ હાંસીના શબ્દોથી આ પ્રસંગ અત્યંત વિકટ સ્વરૂપ ધારણ કરે છે જેના પરીણામે ચંદ્ર જેવા ભક્તિમાન યુવક સામે સ્ત્રી જાતિ પ્રત્યેના સન્માન અને શિષ્ટાચારનો એક ગંભીર સવાલ ઉત્પન્ન થાય છે. આ પવિત્ર દેશમાં સ્ત્રીજાતિને આજ પર્યન્ત એક દેવી તરીકે માનવામાં આવી છે અને તેના સન્માન તથા રક્ષાને માટે ભારતવર્ષે હજારો વાર લોહીની નદીઓ રેલાવી છે એક આર્યનારીને મશ્કરીમાં પણ એક પુરૂષ સ્વીકારે અને પછી તે બીજાને દ્વારે જવા પામે તે બનાવ ભારત વર્ષને માટે હજી પણ કલંકરૂપ છે. સ્ત્રીજાતિ પ્રત્યેના સન્માન અને શિષ્ટાચારને માટે ગૌરવ ધરાવતા આ દેશમાં એક આર્યસન્નારીનું "બીભત્સ અપમાન એ શબ્દજ ઘૃણાકારક ને નામોશીરૂપ છે. અને આ મહત્વની આર્ય સંસ્કૃતિને સાચો આર્ય હોય તેજ પિછાણી શકે મધર ઇન્ડીઆની રચનારી મીસ મેયો જેવા માયાવી માનવી આ વાત ક્યાંથી સમજે.

ધર્મથી ચાલતાં સળગી ગયેલો સંસાર ફરીથી સરજાવી શકાય પરંતુ ધર્મ ચુકયા તો અમરાપુરીસમી અમર ભૂમિ પણ આપોઆપ સળગી જાય. એ વાત ચંદ્રદેવ જેવા ક્ષત્રી પુત્રને તો ગર્ભમાંથીજ પ્રાપ્ત થયેલી હોય છે. ધર્મનિષ્ઠ યુવરાજ ચંદ પિતા લાખા રાજના પુષ્કળ પ્રલોભન અને સમજાવટ છતાં પિતાના મશ્કરીમાં બોલાયલા શબ્દોને પણ સિદ્ધ કરવા માટે કટિબંદ્ધ થાય છે. અને મંદોર કુમારી કૃષ્ણાના ચિત્રપટને "માતા માતા" એ શબ્દોથી માનસિક નમન કરી સિંહાસનના ભોગે પણ પિતા લાખારાજ સાથેજ તેનાં લગ્ન કરવા ભિષ્મ પ્રતિજ્ઞાથી બંધાય છે. ત્યાંથી આજના પ્રયોગના પ્રાથમીક દર્શનની શરૂઆત થાય છે.

**मातृदेवो भव। पितृदेवो भव** એ મહાન સુત્રને માનનારી આ દેવતાઇ ભૂમિમાં છેલ્લા અસહકારના યુગે દેશના યુવક વર્ગમાંથી જ્યારે માતાપિતાદિક વડીલો પ્રત્યેના પૂજ્યભાવ પ્રતિ કંઇક શિથિલ-તાનો સમય દેખાયો તેજ સમયપર રામ અને ભીષ્મના ભવ્ય આદર્શવાળા આ પ્રયોગનો જન્મ થયો હતો. પરંતુ–'પુરૂં ન પડે નાથજી તમારી કૃપા વિના, સાત સાંધુ ત્યારે તેર તુટે"–એ ભકત નરસિંહ વાકયાનુસાર, લાંબા સમયનું સ્વપ્ન ભોગવી મહુર્મ સાક્ષર રત્ન શ્રી ડાહ્યાભાઈ ધોળસાજીની પવિત્ર રંગભુમિ માટે ૠણાનુબંધન યોગે નિર્માણ થયેલો આ નાટક સંવત ૧૯૮૨ ના આશો માસમાં આજ રંગભૂમિપર સ્થાપિત થયેલો પરંતુ માલીકની મંગલ મહત્વા-કાંક્ષા વા વિધાત્રીની વિચિત્ર ઇચ્છાથી આ પ્રયોગને માટે આજપર્યંત ગુપ્ત નિવાસ નિર્માણ થયો હતો. પરિણામ એ આવ્યું કે પ્રયોગના

સારામાં સારા બે સીનોના તત્વો અન્યત્ર ભજવાઇ ગયાં, જેથી તા. ૨૫-૧૨-૨૫ ને રોજ પુર્ણ થયેલો પ્રયોગ મારે તા. ૨૭-૧૦-૨૭ થી પુન; ઉથલાવવો પડ્યો અને કેટલી તિવ્ર કાળજીથી જાળવી રાખેલા પ્રયોગના આતિહાસિક સ્વરૂપમાં પણ સ્હેજસાજ પરિવર્તન કરવું પડયું છતાં પણ બની શકતા શકય પ્રયાસે ઇતિહાસ સચવાય પાત્રે સમાન ન્યાય મળી જાય અને કયાંઇ્ડપણ અન્યત્રની છાયા સરખી પણ ન ઘુસી જાય, એ બધી બાજુ મેં બનતાં સુધી જાળવી રાખી છે.

આ પ્રયોગની કવિતાઓ કવિશ્રી રઘુનાથની રચેલી છે. તે સાથે મારા ઉદારચિત પ્રેક્ષક બંધુઓને ચરણે એક વાત રજુ કરવાની રજા લઉં છું કે આ પ્રયોગ પણ વલ્ભીપતિના માફકજ સ્ટેજ કરવામાં આવ્યો છે.

દેશ-દીપક ચંદ્રદેવની "**मातृ देवो भव पितृ देवो भव** " એ એકજ ધર્મનિષ્ઠાને અંગે લેવાયલી પ્રતિજ્ઞાના પાલન ઉપરાંત એ પ્રયોગ હિંદુ સમાજની બે મહત્વની બાજુઓ રજુ કરે છે.

એક આર્ય રમણી ભુલે ચુકે પણ પોતાના સાસરામાં પિયરિયાંનો કાયમી પગ પેસારો થવા દઇ તેમની અધમ લાલસાઓ પર જાણે અજાણેપણ આંખ મિંચામણાં કરતાં પોતે કેવો કફોડી હાલતમાં ઉતરી પડે છે એ વાત કૃષ્ણાદેવીની કરૂણ કથા સ્પષ્ટ બતાવી દે છે અને હિંદુ સમાજના હજારો ઘરોમાં આજ કામ હજારો કૃષ્ણાઓ પિયરિયાંના પ્રખર જુલ્મોપર આકાશને પણ કંપાવે તેવા આર્ત નાદોથી રડી રહી છે.

બીજો સવાલ આજકાલ આખા દેશમાં હાહાકાર મચાવી રહેલા વૃદ્ધ લગ્નનો છે. આજથી પાંચસો વર્ષ પરના લાખારાજના સમયમાં કદાચ એ વસ્તુ આટલે દરજ્જે દેશ વ્યાપી નહિં બની હોય એમ કદી માની લઇએ તો પણ અત્યારે તો વદ્ધલગ્નની વિષમ જવાળાઓથી હિંદુ સમાજ સળગી રહ્યો છે. આખા એશિયા ખંડમાં કેસરી સમાન શુરોને કીર્તિમાન ગણાતા લાખારાજ પણ વદ્ધ લગ્નની વેદનામાં એવો પીસાઇ જાય છે કે તેની વૃદ્ધલગ્ન પછીની પાછલી કલેષિત હાલત જોનારાઓ એમજ પોકારી ઉઠે કે કે—"નષ્ટપ્રાય થયેલા મેવાડનો નવજીવન આપનારો મહા શુરો પરાક્રમી સુભટ શીરોમણી લાખારાજ આજ હતો કે બીજો કોઇ?

એક સમર્થ સિંહાસનના સ્વામીને પણ વૃદ્ધ લગ્ને આ સ્થિતિમાં નાખી દીધો તો સામાન્ય માનવીની કેવી કરૂણ હાલત બને! લાખારાજ ચંદ્રને પ્રતિજ્ઞાથી પાછો વાળવા જતાં સમજાવે છે કે બેટા! હું રાજા છું હું પોતેજ ઉઠીને આવું વૃદ્ધ લગ્નનું અધમ પગલું ભરૂ તો પછી પ્રજાની શી હાલત થશે.

એક વખત એ ચેપી રોગ આ વીર્યવંત દેશમાં પેસી જશે તો પછી શું થશે! તે તું જાણે છે! તેના જવાબમાં કપિલા કહે છે કે—

પછી હિંદુ સમાજે સેંકડો વૃદ્ધો પરણવાના<br>
હજારો નારીઓના જીગરથી નિશ્વાસ ખરવાના<br>
અને નારી તણા નિશ્વાસથી તો નાશ થાવાનો<br>
વીરોનો દેશ આ વિખ્યાતને નામર્દ થાવાનો

વૃદ્ધ વીવાહ આ દેશમાં પ્રસરતાં દેશનાં બાલ સૌ બેહાલ બનશે વર્ણશંકર પ્રજા પ્રકટશે દેશમાં વીરતા વહી જશે ભીરૂતા રહી જશે તે પછી વૃદ્ધ વિધવાતણાં જામસે સેંકડો ગર્ભ ને બાલહત્યા થશે બાલવિધવા તણા શાપ સંતાપથી નષ્ટ ભૂમી થશે કષ્ટ બહુ પ્રગટશે અને કપિલાના એ શબ્દો આજે સાચા કર્યા છે.

હિંદુ સમાજમાં વૃદ્ધોનાં લગ્નથી વિનાશના મૃત્યુ ઘંટ વાગી રહ્યા છે પરિણામ શું આવશે તે તો પરમાત્મા જાણે ભગવાન ભારતના વૃદ્ધોને વૃદ્ધ લગ્નના વિનાશકારી તત્વથી પાછા ફરવાને સન્મતિ આપે અને આર્યવર્તની આર્ય સન્નારીઓના સન્માન તથા સન્મતિ આપે અને આર્યવર્તની આર્ય સન્નારીઓના સન્માન તથા શિષ્ટાચાર માટે જીવનના બલિદાન દેનારા દેશ દીપક ચંદ્રદેવ જેવા પરાક્રમીને પવિત્ર સંતાનો પરમાત્મા ભારતના પ્રત્યેક પિતાને આપે એજ મારી મંગલ કામના પરબ્રહ્મ પરમાત્મન પ્રાણીમાત્રનું કલ્યાણ કરો.

ભાંગવાડી<br>પ્રિન્સેસ થીએટર<br>સંવત ૧૯૮૪નાં પોષ<br>સુદી ૧ ને રવીવાર

કવિ ગૌરિશંકર આશારામ વૈરાટી.<br>શ્રી દેશી નાટક સમાજ<br>મુંબાઈ.

## પુરૂષ પાત્રો.

**લાખારાણા**—મેવાડના ઇતિહાસ પ્રસિદ્ધ મહા પ્રતાપી મહારાણા

**ચંદદેવ** (ચંદ)–લાખારાણાનો પાટવી કુંવર સાલુમ્બ્રાવીરોનો આદી પુરૂષ ચીતોડનો પહેલોજ ચંદાવત સરદાર

**રઘુદેવ**—લાખારાજનો દ્વિતીય કુમાર.

**મુકુલદેવ**—લાખારાજનો ન્હાનો કુમાર મેવાડનો બાળારાજા.

**પુરણમલ**—મેવાડનો પરાક્રમી પટાવત

**રણમલ**—મંદોરનો રાઠોડ રાજવી

**સુરજમલ**—રાજા રણમલનો સલાહકાર સરદાર

**તીરૂમલ**—માંડુરાજ્ય સામે રીસાયલો ચરિત્યમાન બહારવટિયો

**કિશોર**—અંટકી પિતા પૂરણમલનો છેલ્લો વીર બાલક

**અકકલમલ**—અકકલહીણુ જાગીરદારનો નાદર નમુનો

**ચંદનમલ**—અકકલમલનો કામદાર

**મોતીચોમાળી**—રાણી કસ્તુરીનો ખાસ કામદાર

## સ્ત્રી પાત્રો.

**કૃષ્ણાકુમારી**—મંદોરની રાજકુમારી મેવાડની રાજેશ્વરી

**કપિલા**—મેવાડની રાજધાત્રી

**કાલિન્દી**—માન્ડુ રાજ્યની જવાંમર્દ મહારાણી

**કિશોરી**—પુરણમલની આદર્શ કન્યા કુમાર રઘુદેવની હૃદયેશ્વરી

**કસ્તુરી**—નાનાં રજવાડામાં રખડનારી છકેલી નારી,

**કેસર**—રાજા અકકલમલની નિર્દોષ કુમારી.

શ્રી ૧।

# "દેશ–દીપક" નાટકનો સંક્ષિપ્ત સાર.

## અંક ૧ લો.

સુત્રધારની નાન્દી પ્રાર્થના અને બાળાઓ દ્વારા વસ્તુ વિવરણ.

**પ્રવેશ ૧ લો**–મેવાડનો મહાન (ગજ) રાજ. દરબાર–વીરતાની વિરાટ પ્રતિભાથી દીપી રહેલા મેવાડના ભવ્ય દરબારમાં યુવરાજ ચંદને માટે મંદોરની રાજ કન્યા કૃષ્ણાકુમારીના વિવાહનું શ્રીફળ લઇ મંદોરનો રાજપુરોહિત પ્રવેશે છે.

લાખારાજથી તેને શાન્ત કરતા સહજ હાંસીના શબ્દો બોલાઇ જવાય છે. સમગ્ર રાજસભામાં તે હાસ્ય ધ્વનિ પ્રસરી જાય છે તેટલામાં તે હાંસીમાં વસી રહેલા ભાવી ભયનું ભાન કરાવતી રાજધાત્રી કપિલા દાખલ થાય છે. લાખારાજથી પોતાની ભુલ સમજાય છે દરમ્યાન યુવરાજ ચંદ આવી પહોંચે છે અને સાફ શબ્દોમાં કહી દે છે કે પિતાએ મશ્કરીમાં પણ જેને પોતાની ગણી તે સન્નારી આજથી મારી પૂજાને ચોગ્ય ઠરી પુત્રની પ્રતિજ્ઞા સામે લાખારાજ લાચાર બને છે. અને ચંદની પ્રતિજ્ઞાથી પરવશ બનેલા પુરોહિત લગ્નનું શ્રીફળ રાણાજીના હસ્તમાં સમર્પણ કરે છે.

**પ્રવેશ ૨ જો**–મંદોરનું રાજ ઉપવન–મંદોરની રાજકુમારી કૃષ્ણાદેવીને કોઈ વૃદ્ધ સ્વામી સાથે પરણવાનું સ્વપ્નું આવવાથી નિર્દોષ બાળા ભાવી ભયથી ડરા રહી છે તેની સહચરી તેને

સમજાવી શાન્ત કરી રહી છે તેટલામાંજ તેણીને સ્વપ્નાની વાત સત્ય થયાના સમાચાર મળતાં આક્રંદ કરે છે. રાજા રણુમલ તેને આશ્વાસન દે છે. દરમ્યાન સરદાર સુરજમલ આવી પહોંચી આ લગ્નને રાજ્ય લોભના રૂપમાં પલટાવી નાંખે છે. રાજા રણુમલની રાજ્ય લોભી રાક્ષસવૃતિ જાગ્રત થાય છે. જેના પરિણામે ઉંધુ મારી આવેલા પુરોહિતને જાગીર મળી જાય છે. અને રાજા રણુમલ કન્યાને લઇ સંપુર્ણ લશ્કરી બળને દમામ સાથે મેવાડને માર્ગે રવાના થાય છે.

**પ્રવેશ ૩ જો**—અક્કલગઢનું અક્કલમંદિર—રાજા રણુમલ તરફથી મળેલી અક્કલગઢની જાગીર સંભાળવા રાજપુરોહિત હાજર થાય છે. જીંદગીભર ભિક્ષાન્દેહી કરનાર પુરોહિતનું ભેજું અકસ્માત રાજપ્રાપ્તિથી ચસ્કી જાય છે. અને "પુરી એક અંધેરી ને ગંડુ રાજા"ના રાજ્યનું મંગળાચરણ થાય છે.

**પ્રવેશ ૪ થો**—મેવાડનો મધુરબાગ—સંજોગના ભોગ બનેલા લાખારાણા ચીરાતે હૈયે લગ્ન મંડપમાં હાજર થાય છે રાજધાત્રી કપિલા તેમને આનંદમાં રહેવા વિનવે છે તો તેનો જવાબ લાખારાજ એ આપે છે કે—"કપિલા! બાસઠ વરસના આ બુઢાના લગ્નમાં આનંદ કયાંથી હોય જેનાં પરણુવા લાયક જુવાન બાળકો કુંવારા ફરે છે તે બુઢા બાપને લગ્નના બાજઠ પર બેસતાં આનંદ શાનો હોય? બરાબર આજ સમય પર રાજા રણુમલ આવી પહોંચે છે અને બરાબર રંગ જામેલો જોઈ દાવ

કે છે કે—આ વૃદ્ધ લગ્ન ક્યારે કરી શકાય કે મારી કૃષ્ણાને થનાર સંતાનજ મેવાડનો રાજા થાય એવી મને કબુલાત અપાય ! પિતાના આત્માની શાન્તિ અને પોતાની પ્રતિજ્ઞાના પાલન માટે કર્મવીર ચંદ યુવરાજ પદપરથી પોતાનો હક્ક ઉઠાવે છે અને પિતાના ચરણ પર હસ્ત મુકી સાફ શબ્દોમાં કહી દે છે કે—
"જીવનમાં ધર્મની ધુન જાગી અને કર્મ નિષ્કામની લગન લાગી."
"આજ આ અંગના રોમ રોમે પિતા આપની ભક્તિની હાક વાગી."
"આપઆજ્ઞાકરો શીઘ્ર હુંસંચરૂ અનળનીજ્વાળાશાં વસ્ત્રઅગવાંધરૂ"
"સ્વાર્થ સામ્રાજ્યમાં લેશ પણ છે નહી તો પછીરાજકે તાજને શુંકરૂ"

ચંદના એ ઉદાર ઉદગાર અને પ્રચંડ પિતૃભક્તિ સામે રાણાજી હારી જાય છે રણમલ્લને પણ પોતાની ધારણા સફળ થવાથી આનંદ થાય છે અને કૃષ્ણાકુમારી તથા લાખારાણાના હસ્ત મેળાપ થાય છે.

**પ્રવેશ ૫ મો**—સરદાર પુરણમલનો પ્રાસાદ—કિશોરી અને તેની સહચરી વચ્ચે વૃદ્ધ પતિનો પ્રેમ વધારે સારો કે જુવાન સ્વામીનો પ્રેમ સારો ? સંબંધી વાદવિવાદ તથા રઘુદેવ અને કિશોરી વચ્ચે પ્રણયાનુરાગ બાદ સરદાર સુરજમલ આવે છે અને રાજમાતાના ખોટા બ્હાના હેઠળ નીચે પુરણમલને પોતાના પક્ષમાં લેવા લલચાવે છે. પુરણમલ્લ તેને તિરસ્કાર પુર્વક પાછો વળાવે છે.

**પ્રવેશ ૬ ઠો**—અક્કલમલનો મહેલ—વૃદ્ધ પિતા અને નવ-યુવાન નફટ માતાનો ખુલ્લો શૃંગાર જોતી યૌવનને કિનારે

ડગ ભરતી કુમારી કેસર કામદારહુથી ઝુરે છે અને આખરે કામદારનેજ પોતાનો ભાવી ભરથાર બનાવવાની પેરવી કરે છે. ખાલી ખજાનાથી અકળાયેલો ઉલ્લુ રાજા રૈયતપર ચાંલ્લાવેરો નાંખે છે અને કસ્તુરી તેના ખજાનાપર કાતર ચલાવવા માટે મોતીયા માળીને લુચ્ચાઇથી રાણી કામદારની નોકરીમાં રાખે છે.

**પ્રવેશ ૭ મો**—મેવાડના કિલ્લાની અંદરનું ખાનગી સભા ભુવન.

કૃષ્ણાકુમારીનાં લગ્ન પછી મેવાડના રાજ્યમાં બે પક્ષ પડી ગયા છે મેવાડ પક્ષવાળાઓ હરકોઇ રીતે યુવરાજ ચંદનેજ ગાદીએ બેઠેલો જોવા માગે છે જ્યારે મંદોર પક્ષવાળા મુકુલના રાજ્યભિષેકને માટે રાણાજીપર દબાણુ કરવાનું ગોઠવી રહ્યા છે.

એવામાં ગયાજીના તિર્થસ્થાનને વિધર્મી શતરૂઓના હલ્લાથી બચાવી નિર્ભય કરવા માટે એકત્ર થયેલા આર્યાવર્તના નરેન્દ્ર મંડળનો દુત લાખારાણાને ધર્મ યુદ્ધમાં આમંત્રણ આપવા આવે છે સંન્યાસ લેવાનો ઇરાદો અફળ ગયો તો અનાયાસે આવી મળેલા ધર્મના સંગ્રામપર પુણ્યક્ષેત્રમાં પ્રાણ આપી વૃદ્ધ લગ્નના પાપનું પ્રાયશ્ચિત કરવાની તિવ્ર ઇચ્છાથી રાણાજી ગયાજીના યુદ્ધમાં જવાની તઇયારી કરે છે. તેજ પળે રાણાજી ગયાજીના યુદ્ધમાં જતા પહેલાં અંદરના યુદ્ધનો નિર્ણય કરતા જાઓ, મારા મુકુલને ચંદના વચન મુજબ રાજ્યભિષેક કરીને પછી જાઓ" એ માગણી કરતો મક્કમ પગલે રણમલ રજુ થાય છે. મેવાડ પક્ષ અને મંદોરપક્ષ વચ્ચે રાજગાદીના

સવાલની ભીક્ષણુ સમશ્યા ઉત્પન્ન થાય છે ત્યાંજ ચંદ પોતાની પ્રતિજ્ઞાની યાદી આપે છે–ચંદની માગણીથી બ્રહ્માંડના સામ્રાજ્યને પણ બંધુપ્રેમ સામે તુચ્છ ગણનારો રઘુદેવ પોતાનો હક્ક પણ રાજગાદી પરથી ઉઠાવી લે છે–ગંગાકુમાર ભીષ્મ સરખો ભડવીર ચંદ રાણાજી કપિલા અને મેવાડ પક્ષના આક્રંદને ન ગણકારતાં પ્રતિજ્ઞાપરજ મક્કમ રહે છે અને પોતાના નાના ભાઈ મુકુલદેવને છાતીપર બેસાડી રાજ્યસભા સમક્ષ લઈ આવે છે. સ્વહસ્તે તેના મસ્તકપર છત્ર અને તાજ ધરાવી મહાસભા મુકુલનો જય ગજાવે છે. **સીન ટ્રાન્સફર.**

**સ્થળ–ગયાજીનું તિર્થસ્થાન**–સાંસારિક જંજાળથી મુકિતનો છેલ્લો શ્વાસ લઈ છુટેલા રાણાજી ચંદને આતરિક આશીષ દેતા રઘુદેવને સાથે લઈ ગયાજીના ધર્મ યુદ્ધમાં સીધાવે છે. અજાણે પણ ચંદ જેવા પવિત્ર પુત્રને અપાયલા અન્યાયના મહા પાપનું પ્રાયશ્ચિત કરવાજ ગયાજીમાં ગયા હોય તેમ ગયા ક્ષેત્રને શતરૂના ત્રાસમાંથી સદાને માટે મુક્ત કરી સ્વર્ગ ધામે સંચરે છે ।। સ્વધર્મે નિધનં શ્રેય, એ ગીતા વાક્ય સિદ્ધ કરનાર રાણાજીના પુણ્યશાળી પ્રાણના સન્માનને માટે સાક્ષાત પરમાત્મન પ્રગટ થાય છે દરેક ધર્મના દરેક કોમના માનવ બંધુઓને પોતાના ધર્મને ખાતર પ્રાણાર્પણ કરવાનો જુસ્સો પ્રગટી આવે તેવા પ્રચંડ દ્રશ્ય વચ્ચે પરમાત્મન રાણાજીને પોતાના ધામમાં સન્માન પૂર્વક લઈ જાય છે. **सायुलय मुक्ति.**

**અંક ૧ લો સમાપ્ત.**

# .....અંક બીજો.....

## પ્રવેશ ૧ લો–સ્થળ–રાજેશ્વરી કૃષ્ણાનો મહાલય.

લાંબા સમયથી સંગ્રામમાં ગયેલા સ્વામીનું કલ્યાણ ચિત્વન કરી રહેલી કૃષ્ણાકુમારી સામે ચંદ તરફથી વારે વારે પોતાને અપમાન થયાની ફરીયાદ યુક્તિ પુર્વક રાજા રણમલ રજુ કરે છે પરંતુ ચંદનો દેવતાઇ વિનય ને માતૃભક્તિ જોઇ કૃષ્ણા ગદગદ કંઠે કબુલ કરે છે કે પિતા ! આવો દીકરો જગતમાં દુર્લભ છે જે દીકરો ઓરમાન માતાના શબ્દ પર સ્વમાનને પણ વિસારી દે તે પિતૃ કુળની ઇકોતેર પેઢીને પણ અવશ્ય તારી દે.

ચંદ ગયા બાદ રાજમાતા દેવપુજનમાં જતાં રણમલ હવે બીજો દાવ ખેલવાની તૈયારી કરે છે. સ્વામીના કુશળ સમાચાર રાજમાતા તરફથી મેળવવા માટે આવેલી કીશોરીને રઘુદેવના મૃત્યુની ખોટી ખબર આપી રણમલ રડાવે છે. પણ અકસ્માત આવી લાગેલી કપીલા કિશોરીને આત્મઘાત કરતી અટકાવે છે, પિતાની આવી નિષ્ઠુર મશ્કરી પર રાજેશ્વરી કૃષ્ણા તિરસ્કાર વરસાવે છે. તેટલામાંજ ઘાયલ હાલતમાં રાણાજીના નિધન સમાચાર લઇને રઘુદેવ આવે છે. કૃષ્ણા કરૂણ શબ્દોમાં પોકારી ઉઠે છે કે પિતા કિશોરીની તમે કરેલી મશ્કરીના પડધા હજી મહાલયમાંજ ગાજી રહ્યા છે, ત્યાંજ

મારા સર્વ નાશના પડઘા વાગી રહ્યા છે. આટલું છતાં નફ્ફટ હૃદયનો નિષ્ઠુર રણમલ ઘણીજ સફાઇથી રઘુદેવનો જાન લેવાની ચાલબાજી ચલાવે છે.

સ્વામીના મરણથી ઉશ્કેરાયલી કૃષ્ણા રણમલના સ્વાર્થિ પણ માર્મિક ઉદ્દગારોને ઉંચકી લે છે, ભાન ભુલેલી ભલી ભામા પોતે પણ રઘુદેવને કહે છે કે રઘુ તું જીવનપ્રિય બનીને પાછો કેમ આવ્યો અરેરે દીકરા ! તને ન જીવતાં આવડ્યું કે ન મરતાં આવડ્યું". જીવનપ્રિય એ કઠોર વાક્ય પ્રહાર ના સહન થવાથી–

રઘુદેવ આત્મહત્યાને માટે કૃપાણ ખેંચે છે. પણ અકસ્માત આવી પહોંચેલી કપિલા તેને સત્ય વસ્તુ સમજાવી બચાવી લે છે.

## પ્રવેશ ૨ જો–સુર સાગરનો કિનારો.

પ્રણય પંથના મુસાફર કિશોર અને રઘુદેવનો પ્રણય શ્રુંગાર બાદ ચંદના રાજત્વને કલંકિત કરવાની રાહ જોતા ફણી રૂપ રણમલે ગોઠવેલા યંત્રનું રમકડું બનેલો બાળરાજા મુકુલ કિશોર સાથે રાજહંસ પકડવા આવે છે. રણમલની યોજના મુજબ શયતાન સુરજમલ બન્ને જાની મીત્રો વચ્ચે ઝઘડો જગાવે છે પરિણામે કિશોરને હાથે મુકુલ ઘાયલ થાય છે. શિકારેથી પાછા ફરતાં સરદાર પુરણમલનું આ ક્રૂર ઘટના પર ધ્યાન ખેંચાય છે. મરનાર લખારાજને જે બાલરાજાના જીવ-

ન રક્ષણ માટે પોતે વચન દઈ ચુકયો હતો તેને પોતાના પુત્રને હાથે ઘાયલ થયેલો જોઇ "રાજા એજ ઈશ્વર એવો એકજ મંત્ર શીખેલ પ્રતિજ્ઞાઘેલા પિતાના રાજભક્ત હૈયામાં જ્વાળા ઉઠે છે. અને મેવાડ રાજ્યના ધારા મુજબ રાણાનું લોહી રેડનાર પુત્રનો શિરચ્છેદ કરે છે.

## પ્રવેશ ૩ જો—અક્કલગઢ તાબાનું એક ગામ.

રૈયતમાં ચાંલ્લાવેરો ઉઘરાવવા નીકળેલા રાજા અક્કલમલની અક્કલમાં ઉંધાઇ લાગે છે—મેળવેલી માલ મિલકત લઇને કસ્તુરીના કાવત્રા મુજબ મોતીઓ માળી ભાગે છે—અને કામદાર તથા કેસર વચ્ચે પ્રેમની જ્વાળા જાગે છે.

## પ્રવેશ ૪—થો ન્યાય મંદિર મેવાડ.

બાલ્ય સ્વભાવ એવો ચંચળ હોય છે કે રમત વખતે બાળકો આપસ આપસમાં ગમે તેટલાં લડે છે પરંતુ જુસ્સાનો આવેશ ઉતરી જતાં પરીણામે તેજ બાળકો એક બીજાની મહોબત માટે મરી પડે છે." એ ન્યાયે કિશોરને હાથે ઘાયલ થયા છતાં ઉદાર દીલનો બાલ રાજવી મુકુલ ઘાયલ હાલતમાં રાજ્યના ધારા મુજબ શીરચ્છેદની સજાને પાત્ર થયેલા કિશોરના બચાવને માટે ન્યાયમૂર્તિ ચંદ સમક્ષ હાજર થાય છે, મોટાભાઈ પાસે મુકુલ પોતાના પ્રિય મિત્ર કિશોરના ગુન્હાની ક્ષમા માગી રહ્યો છે. તેટલામાંજ કિશોરનું મસ્તક લઇ પુરણમલ દાખલ થાય છે—જેના બચાવ માટે મુકુલ

મોટાભાઈ સમક્ષ રડી રહ્યો છે તે મિત્રનો શિરચ્છેદ થયેલો જોઇ મુકુલના પ્રેમાળ બાલ્ય હૈયા પર પ્રચંડ આઘાત લાગે છે સરદાર પુરણમલ તેને આત્મઘાત કરતો અટકાવી દે છે.

આ કરૂણાક્રાન્ત ઘટનાથી ચાણુક્ય બુદ્ધિનો ચંદ સમજી જાય છે કે કિશોરના મૃત્યુના પડદા પાછળ અવશ્ય કોઈ ખબરદાર કાવત્રાબાજ છુપાયો છે. મુકુલની નિર્દોષ જુબાનીથી અને ધાત્રી માતાને ઝેર દેવાના પ્રત્યક્ષ પુરાવા સમાન પકડેલા કાવત્રાથી સુરજમલને દેહાંત દંડ અને રણુમલને તાબડતોબ દેશનિકાલની સજા ફરમાવવામાં આવે છે પરંતુ અત્યાર સુધી રણુમલરૂપી ઢાલની એકજ બાજુ જોઈ રહેલી-રણુમલ સમા કલીના સ્પર્શથી આકુળ વ્યાકુળ બનેલ રાજમાતા કૃષ્ણા ચંદિકાના ઉગ્ર કોપથી આવી ચુકે છે અને આ સજા અટકાવી દે છે. રાજ ખટપટના કાતીલ ઝેરથી અજ્ઞાન ભોળી રાજમાતાને હવે ચંદ પરજ સંદેહ આવે છે અને તેની એક પણ દલીલ સાંભળ્યા સિવાય તે દેશ દીપક દીકરા ચંદને દેશનિકાલની સજા ફરમાવે છે. એક સમ્રાટ તરીકે સિંહાસનનો સ્વામી થવા સરજાયલો છતાં ઈચ્છા પૂર્વક સિંહાસનનો સેવક બનેલો માતૃભક્ત દેશ દીપક ચંદ દેશવટે ચાલ્યો જાય છે.

## પ્રવેશ ૫ મો—માન્ડુ રાજ્યના તાબાનો પહાડી પ્રદેશ.

માન્ડુના રાજ્ય સામે રીસાયલો તીરૂમલ પોતાની જપ્ત થયેલી જાગીર પાછી મેળવવા માટે પ્રમાણિક બહારવટુ ખેડી રહ્યો છે.

દરમ્યાન માન્ડુની મહારાણી મેવાડને માર્ગે જતી ત્યાં થઇને નીકળે છે મહારાણીનો માર્ગ રોકી તીરૂમલ પોતાની જાગીરનો જવાબ માગે છે. રાણી અને તીરૂમલ વચ્ચે સંગ્રામ જાગે છે—પણ દેશવટે નીકળેલો ચંદ ત્યાં આવી લાગે છે અને તીરૂમલની સાત્વિક વૃત્તિઓ ચક્ષુ સમક્ષ જોતાંજ ચંદની સમજાવટથી બન્ને વચ્ચે સમાધાન થાય છે, તીરૂમલને તેની જાગીર પાછી મળી જાય છે પણ વીરતાનો કદરદાન તીરૂમલને તેની ન્યાયમૂર્તિ ચંદના કામની કદર કર્યા વગર રહેતો નથી જેના પગલાને પ્રતાપે પુર્વજોની જાગીર મળી અને અનંત કાળની આશા એકદમ ફળી તે ચંદના ચર્ણમાં તીરૂમલ પોતાની જીંદગી અને જાગીર બન્ને સમર્પણ કરે છે. અને ચંદની પવિત્ર ઇચ્છા મુજબ તીરૂમલ રાજમાતાની સેવા માટે મેવાડ પ્રત્યે પરવરે છે.

## પ્રવેશ ૬ ઠ્ઠો—અક્કલમલનું રહેઠાણ

રાજરાણી કસ્તુરીની જાત પ્રમાણે સાત અને કામદારે કેસર માટે કરેલી વરની તપાસ.

## પ્રવેશ ૭ મો—મેવાડનો મહાલય.

ચંદના ચાલ્યા ગયાથી હતાશ બનેલી રાજ્યમાતા કૃષ્ણાએ ચારે બાજુની જંજાળથી કંટાળી સર્વ રાજસત્તા પિતા રણ-મલના હસ્તમાં સોંપી દીધી છે અને સંસારના ત્રાસથી કંટા-ળેલી રાજમાતાને આત્મ કલ્યાણ હૃદયની શાન્તિને બહાને

શયતાન રણુમલે જાત્રાએ મોકલી દીધી છે, રાજમાતા ચિતો-ડની બહાર જતાં રણુમલ નિરંકુશ રાજસત્તા ચલાવી રહ્યો છે. બાલ રાજા મુકુલના કોમળ પણ ઉદાર બાલ્ય સ્વભાવનો લાભ લઇ રાજ્યનો તાજ મસ્તકે ધરી મદાંધ રણુમલ મેવાડના સિંહાસને ચઢી બેસે છે. બરાબર સમયસર કપિલા પ્રવેશે છે અને મેવાડવાસીઓને ઉશ્કેરે છે.

કપિલાના વીરોચિત ઉદગારથી મેવાડી વીરો શમશેર ખેંચી સાવધ થાય છે પુરણુમલ પોતાના સૈનિકો સાથે સિંહા-સનને ઘેરી વળી રણુમલને રાણાનું આસન ખાલી કરવા હુકમ કરે છે પરિણામે ભીષણ સંગ્રામ જાગતાં પરાક્રમી વીર પુરણુ-મલ સ્વર્ગે સંચરે છે. કઠોર સંજોગો વચ્ચે કપિલા કેદ પક-ડાય છે. તેજ પળે હત્યારો રણુમલ બાલ રાજા મુકુલને રેંસી નાખવા પ્રેરાય છે પણ આગના ગોળાની માફક ધસી આવેલી દેવી ત્રિપુટીથી તે નિર્દોષ બાળક બચી જાય છે.

—: ટેબલો :—

—: અંક બીજો સમાપ્ત :—

# —: અંક ત્રીજો. :—

## પ્રવેશ ૧ લો—રાજા રણુમલનો મહાલય

રાજમાતાને તિર્થસ્થાનમાં રોકી રાખી એની પોષાક તૈયાર કરી હત્યારો રણુમલ સુરજમલને ચંદના ખાસ જાસુસનો સ્વાંગ સજાવી કેલવાડામાં રઘુદેવના પ્રાણની આહુતિ લેવા રવાના કરે છે. કુશાગ્ર-

બુદ્ધિથી આ હાવતરૂં જાણી ગયેલી માન્ડુની રાણી ( સુંદરમલ ) તત્તજ રઘુદેવના બચાવને માટે તીરૂમલને મોકલી દે છે અને પોતે ચંદના કટ્ટા શત્રુ તરીકે પોતાને ઓળખાવી રણમલ પાસે સરદારીની નેકરીની માગણી કરે છે. શુરાઓને શરમાવે તેવો તેનો દબદબા ભર્યો રૂઆબ જોઈ રણમલ રાજમાતાનું મસ્તક કાપી લાવવાની શરતે સુંદરમલને મેવાડના મુખ્ય મંત્રીનું સ્થાન આપવા કબુલે છે. આ ભયંકર શરતથી સુંદરમલનો આત્મા કમકમી ઉઠે છે.

જ્યારે રણમલને પણ ડરાવે તેવી વીરતાથી રણમલે મોકલેલા ગુપ્ત ઘાતકોના હસ્તકમાંથી રાજમાતાને બચાવી લેવા માટે સુંદરમલ પોતાના બહાદુર યોદ્ધાઓ સાથે વાયુવેગે રવાના થાય છે.

## પ્રવેશ ૨ જો–કેલવાડામાં કુમાર રઘુદેવનો મહાલય

કલપાંત કરતી કિશોરીને રઘુદેવ આશ્વાસન દે છે ત્યાંજ તેના કાળના પેગામ રૂપે આવેલો કાળમુખો સરદાર સુરજમલ ઝેરી પોષાક લઇ પ્રવેશે છે શુરો છતાંય ભોળો પરાક્રમી છતાંય બંધુ પ્રેમી, રઘુ ચંદનું નામ સાંભળતાંજ ગાંડો ઘેલો બની જાય છે, ભાઇ, ભાઇ મારો ભાઇ ! કરતો પોષાક પહેરી લે છે બરાબર એજ પળના ફરકમા તીરૂમલ કાળી ચીસ પાડતો આવી પહોંચે છે પણ તે પહેલાં તો કઠોર કાળે પોતાનું કામ પુરૂં કરી લીધું છે. મુકુલ કીશોરી અને તીરૂમલના કરૂણ કલ્પાંતથી મહેલની દિવાલો પણ ધ્રુજી ઉઠે છે દરમ્યાન ભુખ્યા વાઘની માફક રણમલ સૈન્ય સાથે તુટી પડે છે. અને તીરૂમલ તથા કિશોરીને સંગ્રામમાં વિદારી મુકુલને લઇ નાગદાના કિલ્લા તરફ રવાના થાય છે બાદ રણમલના ગુપ્ત ઘાતકોના હસ્તમાંથી રાજમાતાને બચાવી લઇ રઘુદેવના રક્ષણ માટે દોડયો આવતો શ્વાસભર્યો સુંદરમલ આ કરૂણ ઘટના જોઈ કમકમી ઉઠે છે.

દરમ્યાન પાછળ રહી ગયેલી રાજમાતા દીવાનાની માફક દોડી આવે છે. સુંદરમલ રાજમાતાને શાન્તિ અને યુક્તિ પુર્વક સર્વ ઘટના સમજાવે છે. ત્યાંજ રાજમાતાનું હૈયું પોકારી ઉઠે છે કે—અરેરે......

એ બાપ મારો નથી કે નથી એની હું દીકરી.
જન્મતાં મરજો પ્રભુ એવા પિતાની દીકરી;
પિતા થઇ પુત્રીનાં સંતાનને જે સ્વહસ્તે કાપે,
હજારો જન્મમાં જગદીશ એવો બાપ ના આપે;

**સીન ટ્રાન્સફેર.**

**પ્રવેશ ૩ જો—નાગદાનો કિલ્લો (રાજા રણુમલનું ગુપ્ત વાસ સ્થાન)**—કેદી હાલતમાં પડેલી કપિલાને ચાણક્ય બુદ્ધિથી સુંદરમલ સમજાવે છે રણુમલને મીઠા શબ્દોથી મનાવી ચંદની કલ્યાણની ચાહનાથી કપિલા ચિતોડના કિલ્લામાં ચાલી જાય છે. બાદ મુકુલનું મસ્તક ઉતારી લેવાનો રણુમલ સુરજમલને હુકમ કરે છે નિર્દોષ બાળકના કાલાવાલા શબ્દોથી મારવા ઉઠેલો સુરજમલ બાળારાજાને છાતીએ લગાવે છે. આ દેખાવથી ઉશ્કેરાયલો રણુમલ સુરજમલને ગોળીબારથી ઉડાવે છે. ત્યાંજ કૃષ્ણા દોડી આવે છે. ક્રોધાંધ બનેલો રણુમલ એની સાથે ગોળીબહારથી તેને ઉરાડી દેવા હુકમ કરે છે ત્યાંજ દેશદિપક ચંદ ધસી આવે છે અને રણુમલ ગુપ્ત માર્ગેથી નાસી છુટે છે—ટેબ્લો.

**પ્રવેશ ૪ થો—અકકલમલનો મહેલ**—કેસર કુમારીના લગનમાં ઠગારી કસ્તુરીએ મારેલા વજ્રના ઘાથી રાજા અક્કલમલનું ચસકેલું ભેજું ઠેકાણે આવી જાય છે, તેણે અવળી ઉપાડેલી બ્રહ્મની માયા હવે સત્ય સ્વરૂપમાં સમજાય છે બુઢાપામાં જોબનવંતી જુવતી સાથે કરેલાં લગ્નનું ખરૂં રહસ્ય ખ્યાલમાં આવે છે ને સર્વ તેને સમજાવે છે કેઃ—

**કસ્તુરી**—બોબા બનીને ચોકખા બુઠ્ઠા પડયા છો મરવા,
કાળા કલપ લગાવી પરણ્યા તમે શું કરવા ?

**કામદાર**—તાકાદ નથી અંગે તો સુંદરીની સંગે
રમવાને રતી રંગે પરણ્યા તમે શું કરવા ?

**કેસર**—ઘરમાં અમે કુંવારાં; શૃગાર જોઇ તમારા
બળવા જીગર અમારાં પરણ્યા તમે શું કરવા ?

**કસ્તુરી**—વિધવા બની વિલાપે, મરીએ અમે ઝુરીને
ઘોડે ચડી ગધેડા પરણો તમે શું કરવા ?

કંટાળેલો રાજા–કામદાર ને કેસરના હસ્ત મેળાપ કરાવી જગત ની જંજાળ છોડી દઈ બ્રહ્મની માયાનું સત્ય સ્વરૂપ સમજી જઈ સન્યાસ લે છે.

**પ્રવેશ ૫ મો**–ચિતોડનો કિલ્લો તથા રાજમહાલય–ચારેબાજુથી હતાશ બનેલો રણમલ ચિતોડના કિલ્લામાં ભરાઈ બેસે છે. ચિંતાઓની જ્વાળાઓને શાન્ત કરવા સુરા અને સુંદરીના કૃત્રિમ ઉપાયથી અંગ ની અને આત્માની શાન્તિ ઇચ્છે છે.

જ્યારે બીજી તરફથી ચાલાક કપિલાએ કિલ્લામાં દાખલ થતાંજ ચંદના વિજયનાં સર્વ સાધનો તૈયાર કર્યાં છે અને સુંદરમલ સાથે કિલ્લાની ચાવી ચંદને દાખલ થવા માટે મોકલી દઈ રણમલને મદિરા માં મસ્ત બનાવી બેભાન બનાવે છે દરમ્યાન ચંદ પોતાના સૈનિકો સાથે કિલ્લાનો કબજો લે છે. રણમલના સૈનિકો તેને સાવધ કરવા આવતાં કપિલાના હાથે ઠાર થાય છે ગોળીબહારના અવાજથી રણમલ જાગી જાય છે અને સઘળું કાવત્રુ સમજી જાય છે પરિણામે રણમલ

ને હાથે કપિલાનું મૃત્યુ થતાંજ ચંદ આવી પહોંચે છે ભીષણ રણ યજ્ઞમાં દેશ-દીપક ચંદને હાથે દેશદ્રોહી રણમલ મારો જાય છે. દેશ દીપક ચંદદેવ મહારાણા મુકુલદેવનો જય ગજાવે છે ત્યાં બાળરાજા મુકુલ મોટાભાઈને મળવા ઉત્સાહ ભર્યો દોડી આવે છે પોતાની જય ગર્જના અટકાવે છે અને કહે છે કે-

ઉપકાર માનો આજ મ્હારા દેશદીપક ચંદનો
મ્હારા નહીં પણ જય ગજાવો દેશ દીપક ચંદનો
ઇતિહાસમાં યશ અમર હોજો દેશ દીપક ચંદનો
જગતમાં જય ગજાવો દેશ દીપક ચંદનો

મહારાણા મુકુલજી અને દેશ દીપક ચંદદેવની જય ગર્જના પછાડી અવાજ વચ્ચે મુકુલજીના મસ્તકે મેવાડનો તાજ દેશ દીપક ચંદના દિવ્ય હસ્તે મુકાય છે તે સાથેજ આનંદ હર્ષના વાતાવરણ વચ્ચે પરમાત્માની દયાથી દેશ દીપકનો પ્રયોગ સમાપ્ત થાય છે.

**શાંતિ !** **શાંતિ ! !** **શાંતિ ! ! !**

શ્રી રા
શ્રી ગણેશાય નમઃ

# "દેશ દીપક" નાટકનાં ગાયનો

—: મંગળાચરણ :—

વંદુ વિશ્વ દેવ દીનદયાળ
પરમ પુનિત પ્રણતપાળ.
રિદ્ધિ સિદ્ધિ સુમતી આપ
વ્રતપતિ વર કરતું સ્થાપ.
ત્રિવિધ તાપથી તારતું તાત
વિમલ કર વિનાયક નાથ
સામ્બ સ્મરણ સુયશકાર
મંગળ કર કર મુરા....વંદુ વિશ્વ૦

૧

બાળાઓ—
દેશ દીપક દેવાંશી ચંદ્રની જનની જયકારી
ભુમિમેવાડ મનોહારી....
રાણા કુળમાં રામ સમા જ્યાં, જનમ્યા અવતારી
જન્મ ભુમિનાં ઋણ ચુકવવા દેતા શીષ ઉતારી
પુત્ર ધર્મનું પાલન કરતા અડગ ટેક ધારી સુયશકારી
વિરોની જનની જયકારી
દેશ દીપક.

**નર્તકી વર્ગ—** ૨

શરદ પુનમની રાતલડી....સોહામણીરે
મ્હારે વ્હાલે રમાડેલ રાસ, ઝુલાવેલ બાંહડીરે,
રાધાની સંગ રમીરે........મુલમુલામણી
અમારાં ચિત્ત હરીરે, ગયા ક્યાં કૃષ્ણ હરીરે
બનાવો શ્યામ માણીરે
વૃન્દા તે વનની કુન્જ ગલીમાં આવનારે
નંદના છેલા લાલ મારે મન ભાવતારે....રાધાની૦
કાન કાલિન્દિને ઘાટ બંસી બજાવતારે,
શ્યામ સુહાગી સુંદર ધેનુ ચરાવનારે....
મને કોઈ કૃષ્ણ બતાવો, બેની મને કૃષ્ણ બતાવો
આપું વધામણી.

**સાહેલીઓ—** ૩

સખી સ્વપ્ન બધાં (૨) નથી કોદી સાચાં પડતાં
અલીએ શમણાં, મનની ભ્રમણાં, કુમળાં દિલ વ્યર્થ દુભવતાં
૧લી—સોળ વરસની હું રસ રમણી; સ્વપ્ને નાનો કીકાપરણી
રડી રડી રાતલડી ગાળી રસભર, રજની વ્યર્થ બગાડી
જાગીને જોયું તો—સુંદર શ્યામ હતા મન ગમતા....
૨જી—મને સ્વપ્ન બાઇએવાંઆવે, નવી શોકય નાવલીયો લાવે

શોકલડી એ ખુબ સતાવે, મને ભુવનની બહાર કઢાવે
જાગીને જોયું તો—નણદલ વીર દીઠા કરગરતા....
૩૭—હું સ્વપ્નમાં બની ઇન્દ્રાણી, ભરે અપ્સરા મારૂં પાણી
દેવલોકમાં દેવી મનાણી, થકી સ્વર્ગિય વૈભવ માણી
જાગીને જોયું તો—મારા રસિયા પહેરો ભરતા....સખી

વારાંગનાઓ — ૪

યાદી સતાવે અમને દીલદાર યાર તારી રે
આ બે કદર ન કીધી તે કંઈ કદર અમારીરે
ગુલ્જાં અમે બીછાવ્યાં તેં ત્યાં બીછાવ્યા કાંટારે
રાતો ઉજાર વીતી સુની પડી પથારીરે

કસ્તુરી-રાજા— પ

હાંહાંરે જેવા રાજા બની હું તેની રાણી
વાલા ઠકરાણા માગો તે સઘળું આપુ આણી
હવે હું ભરવાની સોનાને બેડે પાણી
સાગ શીશમના ઢોલીયા લાવો, ફુલની સેજ બીછાવો
ખસને પંખે પાણી છાંટી, પવન મને નંખાવો
પોઢે પ્રીતે પ્રીથી પટરાણી, મોથી મજાઓ માણી
માગો લ્યો સઘળું કહો ખુલ્લે ખુલ્લી દીલની વાત
ચાર દીવસનું જોબનીયું પાછળ અંધારી રાત
તારે નખરે થયો હું પાણી પાણી....

**સખીઓ તથા કિશોરી– ૬**

સોળે કળાએ ખીલતી શાણી સાહેલી
રસિકા કોઇ રસિયો ખોળે બનીને રસઘેલી ઘેલી
તરૂંવર વિણ વીલી લાગે વ્હાલી આવેલી
જો હોય પ્રિયતમ રસીક તો રસિકા રસિક દેખાય છે
રજની થકી જ્યમ ચંદ્ર રજની ચંદ્રથી સોહાય છે
ગ્રહસ્થાશ્રમ તો વરસાવે અમૃતની હેલી
જુગતી જોડી વિકસાવે નંદનવન વેલી.

**કિશોરી તથા સખીઓ—૭**

જુવાન નરની પ્રીત નકામી પળપળમાં પલટાય
ઉપરનાં આડંબરથી ભોળી બાળા ભરમાય
સોળ વરસની સુંદરી ઘરમાં, પરણ્યા પરઘર જાય
રસનાં ભોગી ભુખ્યા ભમરા, ફુલફુલ ભટકી ખાય
કિશોરી—બધા પુરૂષ એવા નથી હોતા, એ વાતો ન મનાય
સખીયો—આજકાલ સોમાં નવ્વાણું, નર પરસ્ત્રીને ચ્હાય
મારૂં માનો તો બીજવરને, પરણો સઘળાં બાઇ
ઘરડા ધણી આજ્ઞાંકિત કેવા, પરણીને સમજાય—જુવાન

૮

રઘુ—સમજાવશો આ શાણી, શુદ્ધ પ્રેમની નિશાની
કિશોરી—અણજાણ પ્રેમપંથની, શકું હું કેમ જાણી—સમ
રઘુ—પુરાં પ્રવિણ જ્ઞાની—વા—બાલા અજાણી

કિશોરી—પ્રેમ તણાં તત્વ શું બજારે વેચાય છે
શાળા ન એવી જ્યાં પ્રેમને પઢાય છે
શકું હું કેમ જાણી—એથીજ છું અજાણી
રઘુ—અગમ્ય કોઈ ભાષામાં વાતો એ થાય છે
હૃદયતણાં ભાવો જ્યાં નયનમાં લખાય છે
નીરસ તત્વએનું—પ્રેમી શકે પિછાણી

કેસર કામદાર— ૯
અગર અમારા બનો જો દિલબર—વાવું ઘરઘર નગરમાં કેસર
થશો અચિર નહિં જરા રસિકવર તમારી મુર્તિ જીગરની અંદર
તમને બાંધુ જીગરને કટકે હસાવું તમને નયનને મટકે
મીઠાઈ મેવા પુરી કચોરી
કેરીનું ખાશું પ્રીતે કચુંબર, જોવાં તમને મનડું મટકે
જપુ મુખડે તારે મીઠાશ છલકે પાશું પીશું પલકે પલકે
મીઠા અધર રસ અધરની ઉપર

નર્તકી— ૧૦
જય જય જન્મભુમિ, મંગળ કરણી માત—વીરભુમિ વિખ્યાત
કર્મવીર, ધર્મવીરની પુનિત માત
સ્વાતંત્ર્યની સુવર્ણ જ્યોતિનો પ્રબળ પ્રકાશ
સત્યની સમશેર ધારી ધૈર્યની છે ઢાલ,
નવચેતન જીવન પ્રગટ પુરણુ એક છે અભિલાષ
જય મેવાડ....ગાઓ સદા જયકાર........લલલલ

નેક ટેક પાળશું પ્રીતે વીરનારીઓ કરે છે દેશનો ઉદ્ધાર
જય મેવાડ....ગાઓ સદા જયકાર....લલલલ
નેક ટેક પાળશું પ્રીતે....વિજય કિર્તિમાળ વરશે
દિલ દેશ દાઝ ધરશે....છે સદા સ્વતંત્ર....જય૦

**અંક પહેલો સમાપ્ત.**



## ....અંક બીજો....

કૃષ્ણા— ૧૧

સમજવાની નથી શકિત, લલાટે શું લખાયું છે?
અમંગળ તર્કને વિતર્કથી મનડું મુંઝાયુ છે
સમરમાં સંચર્યા સ્વામિ, વિજય વરમાળને વરવા
વિયોગે દિલદારનું દિવાનું; દિલ ડુબાવ્યું છે....

કિશોરી— ૧૨

મને કોઈ તો સમજાવો, આ સ્નેહી સજ્જન
આજ હું છું નવિન કે આ દુનિયાં નવિન
છુપું છુપું બજાવે, કોણ હયાનુ બીન....મને૦
ગાન હૈયે ઉઠેને, વિશ્વ બોલી રહે,
ઘેન નયને ભરાય; જગત ડોલી રહે
કહો બોલાવે, કોણ હૃદય ડોલાવે કોણ ?
મને કોઈ તો બતાવો, એ તંત્રી પ્રવિણ—આજહું છુંનવિન

કિશોરી રઘુદેવ— ૧૩

અમી હલાહલ મદભર્યા, શ્વેત શ્યામ રતનાર
જીવન મરણ ને વશીકરણ ત્રણ લોચનના માર
રમણીનાં નયનોનાં લાખો શીકાર
બચે ન નર બીચારા જયાં વાગ્યા એ માર....રમણીનાં
તીર કે સમશેરથી તો અંગ ઘવાતાં
અંગઅંગ નયનના કટાક્ષથી વિંધાતા
ત્રીલોકમાં મળે ન કોઈ જેનાં ઉપચાર....રમણીનાં

કામદાર તથા કેશર— ૧૪

જાદુ ભર્યાં તારાં નયનો સાંવરીયા
કામણ કર્યાં કંઈક કાતિલ પાતળીયા
જીવની જુદાઈ ગઇ હવે તું અમારી થઈ....કા૦
આવા કામણથી ભર્યાં જેનાં હોએ કંથ
ભાગ્ય ફળે ભામાતણું, સુધરે સઘળા પંથ
આવા છલબલથી ભરી જેની હોએ નાર
કેશવદાસ કહી ગયા એનો બેડો પાર....કા૦

નર્તકી— ૧૫

હાંરે ભરને દે ગાગરી, મોરી ટુટ ગઈ રેશમ દોરી–રે
મય બારા બરસકી છોરી મોહે સાસ નનદકી ચોરી
મોસે કાહે કરત બરજોરી–રે

કર છાંડ કલૈયાં મચકે મોરી બાલ કમરીયાં લચકે
હય બારી ઉમરાયાં મોરી–રે

**નાચનારીઓ–** ૧૬

આવો ગાવો રંગ જમાવો શીરતાજ
એજ માગો રહે અવીચળ મેવાડી આ તાજ
દિવ્ય નરવર; છત્ર સુજકર
હે દયા કર દે અમર વર જુગ જીવે મહારાજ
સોનાના દિન આજ સખીરી. સુખના સુરજ ઉગી રહ્યા
દીન મંગળ આજ ઉજવલ વ્યાપી ભુતલ છાંય શીતલ
શાન્તિનું સામ્રાજ્ય૦

**— અંક બીજો સમાપ્ત —**

## .....અંક ત્રીજો.....

**મુકુલ–** ૧૭

લાખો અહિં ચાલ્યા ગયા, લાખો બીજા ચાલ્યા જશે
માટી તણી આ જીંદગી, માટી મહીં માટી થશે
મારી બીજાને માનવી, મનમાં ફુલાતો ના અરે
કાળ કોઇનો તું થયો તો, કાળ તારો કોઇ થશે
કહેજો અમારી માતને કર્તવ્ય પંથે હું મર્યો
નહિં તો બિચારી જીંદગીભર, વ્યર્થ આસું સારશે

1૮

મારા લગ્ન મહિ એને વિઘ્ન કર્યું મારૂં પાકું પરણેતર પાછું ફર્યું
એને બાંધોરે પાછી છૂટ નહીં રાંડ કેશરની કેવી કસ્તુરી થઈ
પીટયો કેશવ આતો ચંદનમલ નહિ જરા જુવોરે કન્યાકાની થઈ
અકલમલની અકલતો વેચાઈ ગઈ ચંદનમલનુ ગયું એમાં
કાંઈ નહિ કોઈએ બુઢાપામાં વૈરી કરવી નહિ એને બાંધોરે
બુઢાપામાં બઈરી પરણે અવશ્ય મુકી જાય
ધરડા થઈને ગન ખોશો તો હાલ આવા થાય
કાકા રંગ્યા લગનની લાહાણ્ રાણી નાણી થઈ પીછાણ્
માલણ્ હાલી ગઈ માલણ્ રાણી થઈ          મારા લગ્ન

કપિલા—          ૧૯

પી લ્યો, પી લ્યો, જીવનનો ને મીઠા જામ—દીલારામ૦
આપે દીલને આરામ
નયનની મીઠી શરાબ અધરનાં પાત્ર મધુરાં
આપે તો સ્વર્ગનું શું કામ—દીલારામ૦
સ્વર્ગના વૈભવ અને સુખ જીંદગાનીનાં
કો અજબ ખુશબોથી ભર્યા, આ એક પ્યાલામાં
પ્યાલા ભર્યા છે છલાછલ પાયા કરો પીયા કરો
લેજ્જત લુંટી લ્યો, આજની ના કાલની ચિંતા કરો
છે આખરનો આ પયગામ——

✿✱ સમાપ્ત ✱✿

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ઇ.
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણુ
૧૫ મોહીનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરી માયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ ઝાલીમ દુનીયા
૨૩ સતી પદ્મિની
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમીણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેશર કીશોરી
૨૮ ઉર્વસી
૨૯ રાઠોડ કન્યા
૩૦ સુભદ્રા હરણ
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ હંસા કુમારી
૩૩ કુસુમલતા
૩૪ ગુલાબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ કૃષ્ણ સુદામા
૩૯ સગાળશા
૪૦ મહાકવી કાલીદાસ
૪૧ રાજ રત્ન
૪૨ પ્રહલાદ વિજય
૪૩ કઉરવપાંડવ ભા. ૧
૪૪ જળંધર સતી વૃંદા
૪૫ કઉરવપાંડવ ભા ૨
૪૬ લલિત પ્રિયા
૪૭ સઉંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતી સુલોચના
૫૧ સરસ્વતીચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિદ્ધાર્થ બુધ
૫૪ દગાબાજ દુનીયા
૫૫ દેવી દમયંતી
૫૬ માયાના વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતી
૬૦ વસંત વિજ્યા
૬૧ કામલતા
૬૨ સત્યવાદીહરીશ્ચંદ્ર
૬૩ દેશ ભક્તિ
૬૪ મીનળ મુંજાળ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી દેવયાની
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનો મદ
૭૪ કીર્તિ સ્થંભ
૭૫ અજયબાળા
૭૬ અંશાવતાર
૭૭ વીર ભુષણ
૭૮ શાંભર રાજ
૭૯ આત્મ નિર્ણય
૮૦ આર્ય અબળા
૮૧ સતિ પ્રભાવ
૮૨ આરઠી સિંહ
૮૩ વિધીના ખેલ
૮૪ સાચો સજ્જન
૮૫ ઉગતો ભાનું